

# ધી ખાડીઆ યુનિયન કલબના

## પ્રથમ સ્નેહસંમેલનનો ટુંકસાર તથા ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર
ખાડીઆ યુનીઅન કલબ
અમદાવાદ.

તારીખ ૨૮-૧૧-૧૯૨૬. પ્રત ૫૦૦

મંત્રીઓ.

એમ. કે. જોષી. જે. કે. ઠાકોર.
સી. પી. ચોકશી. એલ. એસ. ત્રીવેદી.

કીંમત ૦-૨-૦

## ॥ હરિૐ ॥

આનંદ અને ઉત્સવના પ્રસંગો વિધ વિધ પ્રકારે મનુષ્ય જાતને આનંદાબ્ધિમાં ન્હવરાવે છે. અભિનયો એ પણ એક પ્રકારે છે ચાલુ સ્થીતિમાં આ ક્ષેત્રમાં અભિનયો ગણ્યાં ગાંઠયાં સ્થાન લે છે. પ્રથમ થીજ એ પ્રથા પ્રચલીત છે. અને તે પણ આનંદને ઉત્સવના ટાણે ઉજવાય છે. આ બાબતમાં સંસ્કૃત વાઙ્મય પણ સાક્ષી પુરે છે.

અમારી 'ખાડીઆ યુનીઅલ ક્લબ' આ નામની સંસ્થા. ઈ. સ. ૧૯૨૨ માં સ્થપાઈ. તે વાતને આજ પાંચ વર્ષ થયાં જ્યારે આવા પ્રયોગો ભજવવાનો સુયોગ અમને હાથ લાગ્યો. આ દરમ્યાન અમારી સંસ્થાએ જૂદા જૂદા ક્ષેત્રોમાં ભાગ ભજવ્યો હતો.

પરન્તુ આ તેનું પહેલું કાર્ય છે—સાહસ છે તો અમારા પર રહેમ રાખી પધારેલા સદગૃહસ્થોને ભજવાતા અભિનયોમાં કંઇ દોષ, ખોડ ને અયોગ્ય જણાય તો તેઓ ક્ષીરનીર ન્યાયે હંસવૃત્તિ ધારણ કરી અમને ક્ષમા કરશે; એવી આશા સાથે વિરમીએ છીએ.

**મંત્રીઓ—મંગુલાલ કે જોષી.**
**ચંદ્રકાન્ત પી. ચોકશી.**
**લક્ષ્મીશંકર એસ. ત્રીવેદી.**
**ગોવીંદપ્રસાદ કે ઠાકોર.**
ધી ખાડીયા યુનીઅન ક્લબ.

---

**તા. ક:**—કાર્યક્રમમાં ફેરફાર સેક્રેટરીઓ કરી શકશે.



# અંક ૧ લો.

## મંગળાચરણ.

ગાનાર મા. સુમતી.

જય જય જગપતિ, તમને નમીએ,
પ્રેમે કર જોડી વિનવીએ...
તુંજ અમારો માતપીતા છે,
તુંજ મીત્ર ભગીની ભ્રાતા છે,
તુંજ અમારો સુખદાતા છે,
તુંજ શરણ સુખથી સહુ રમીએ...

॥ ॐ ॥

# ધારાનગરીનો મુંજરાજ.

—પાત્રો—

**તૈલપ**—એક દક્ષિણનો રાજા મી. પ્રદ્યુમ્ન.
**મંત્રી**—તૈલપનો મંત્રી. મી. લક્ષ્મણ.
**ભીમક**—તૈલપનો ખંડીઓ પરન્તુ નીડર રાજા. મી. મણીલાલ.
**મુંજ**—ધારાનગરીનો વિદ્વાન રાજા મી. અનુ.
**નગરશેઠ**—એક મદાન્ધ નગર શેઠ. મી. હરિ.
**ગવૈયો**—એક રાજ્ય પ્રિય ગાનાર મી. શાન્તિલાલ.

તદુપરાંત, પ્રતિહાર, સભાજનો, પ્રજાજનો ને ગાયક વિ, ઇ.

## પ્રથમ દૃશ્ય.

તૈલપ રાજનું દબદબાથી દરબાર ભરી બેસવું. આજ્ઞા થતાં ગવૈયાનું આવી ગાયન ગાવું.

### ગાયન (૧)

શ્રી રા. મા...તુ-પ્રભૂ તારિયા,
પદ બધ તવ ભવભયા, ને તિલયા,
કરિમિ દયા...દયા,
તુ રા...યા......તુ-પ્રભૂ તા રિ યા ॥
ધન્યતે રમતિ પદિયાં, મુકિત ત્યાં દેશીરાયા,
સફલ હો જન્મ જગીયાં.

પરિસૂતી બુધ વચ અસે, પરિતવચે,
સ્થલ મજદે તુઝયા,
યા...પા...યા...તુ—પ્રભૂ તારિયા ॥

---

ગાયન સમાપ્તિ બાદ તૈલપ રાજનું, કેદી મુંજને હાજર કરવાનું પ્રતિહારને ફરમાન. મુંજરાજનું ગાતાં ગાતાં સભામાં આગમનઃ—

ભીડથી કંઇક ભાગીને, બિંદુઓ કુપમાં પડે,
કાળના મેઘની સામે, કહો કોણ થઈ શકે !
પરિતુષ્ટ આવે કોપ પણ, ખાલી એર પળ એકમાં.
શું ભીખના ભોજન કદી, શીકે ચઢેલાં સાંભળ્યાં !

---

તૈલપનો ગર્વ, મુંજની છટાં, બન્ને વચ્ચે ક્રોધીવાદ–વિવાદ તલપનો મુંજને સ્વપાદ પ્રક્ષાલન કરવા માટે હુકમ. મુંજનો અનાદરને ગુસ્સાથી અર્ધ થાળને લાત પ્રહારથી દૂર ફેંકવો. મુંજને જીંજીરમાં નાખવાની તૈલપની આજ્ઞા. મુંજના વાગબાણે તૈલપનું પતન. મુંજનું સરદારના હાથે કેદ પકડાવું. તૈલપનો પ્રત્યેક નગરવાસીને રાજ્યકેદીને કંઇપણ ન આપવાનો કડક હુકમ; ને તેના બાજુએ થઈને બજારમાંથી પસાર થનાર; હરેક માનવે તેના પર તે પછીના સાતમા દીવસે થુકવું તેવું સખ્ત ફરમાન.

# અવેજી કારભારી.

પાત્રો.　　　　( પ્રથમ દૃશ્ય )

વેલશીઃ..............મી. નરેંદ્ર.
તલકચંદઃ.............મી. કીરપાશંકર
ઉકોઃ..................મી. અવેજી કારભારી
ઉજમશીઃ............મી. ચંદ્રકાન્ત.
હિંમતલાલ...........મી. નટવરલાલ.
હંસરાય..............મી. કાન્તિલાલ.
ચીન્યારાવઃ..........મી. ગોવિંદપ્રસાદ.
બહેચરઃ..............મી. માણેકલાલ.
પોલીટીકલ એજન્ટ...મી. લક્ષ્મીશંકર.

---

સ્થળઃ—કચેરી.

વેલશીને કાગળ ફેંદતાં પોલીટીકલ એજંટ તરફનો આવેલો કાગળ માલુમ પડતાં તલકચંદ પાસે તે પત્રનું વંચાવવું "મી. ચીનૈયારાવ ગધેડા તપાસવા આવવાના છે" એમ વાંચી પોતાને બહાર ગામ જવાનું હોવાથી પોતાની જગા પર 'અવેજી કારભારી ' નો બંદોબસ્ત કરીને જવું.

સાત દીવસ બાદ

---

# દ્વીતીય દશ્ય.

તૈલપની આજ્ઞાનુસાર મુંજ નગરના એક રાહમાં ભીખ માંગતો ફરે છે. પાસે થઈ પસાર થનાર પ્રત્યેક માણસને સીપાઇનું તેનાપર થુંકવા કહેવું, આ હૃદય દ્રાવક દસ્ય જોતાં મુંજ પર ન થુકતાં જવું. તેટલામાં નગરશેઠનું આવવું. સિપાઇના ફરમાન મુજબ લક્ષ્મીના મદમાં તણાઇ મુંજપર થુંકવું. ગંભીરતાથી મુંજનો એ શેઠને બોધ આપવો શેઠે કરેલાં કૃત્ય માટે માફી માંગવી. મુંજની સહનશીલતાને સમાનતાનું ઉદાહરણ. મુંજના સ્વસ્થિતિ માટે ઉદ્ગાર:--

( ૩ )

કર અંગુલી સરખી નથી તો, દિવસ સરખા હોય ક્યાંથી !
જગ ઢંગ જો સરખા નથી તો, દિવસ સરખા હોય ક્યાંથી !

આજે થયું, કાલે ગયું, ભુસાઇને ઝાંખું થયું,
નિજ કર્મ જો સરખાં નથી તો, દિવસ સરખા હોય ક્યાંથી ?
રાજા બન્યા નિજ લોકના, ખાતા થયા રોટલા,
જાહો જલાલી એક સરખી, હોય ક્યાંથી ? હોય ક્યાંથી ?

અચાનક તૈલપ રાજાનું આવી ચઢવું. મુંજની સ્થિતિ જોઇ તિરસ્કાર યુક્ત હસવું. સાધારણ વાતમાં તૈલપનું ઉશ્કેરાવું. મુંજની સાચી ટક્કર. દરમ્યાન તૈલપના સંકેત પ્રમાણે અચાનક એક સરદારે આવી મુંજની પીઠમાં કારી ઘા કરવો. ઘાની પીડાથી મુંજનાં લથડીઆં ખાવાં. ત્યાં અંતિમ સમાચાર પોતાની અવન્તિ નગરીને પહોચાડનાર માણસની અન્વેષણમાં મુંજનું મુંઝાવું. ભીમકનું નીડરતાથી આવવું. આખર સંદેશ આપવો.

"મ્હારા મૃત્યુ પછી-મ્હારા રાજ્યમાં, દેવાલયો, અને વિદ્યા-લયોનો નાશ કદી ન થાય-દેવી શારદા અને લક્ષ્મી મ્હારા રાજ્યમાંથી કદી રીસાઇ ચાલી ન જાય તે માટે બંદોબસ્ત રાખજો. પ્રજાજનો સુખી રહો."

ભીમકનું પ્રસ્થાન. મુંજનું; પ્રિય પાત્ર મૃણાલ, (તૈલપની બહેન) મરતાં મરતાં તેને યાદ આવે છે; અને પંચત્વ પામતાં પામતાં મૃણાલ પ્રતિ મુંજના ઉદ્દગારઃ—

"પ્રેમ જગતની ખાણ છે, પ્રેમે જગ સોહાય;
પ્રેમ નાવને આશરે. પ્રેમી જન તરી જાય.

---

( પુર્ણ )—( લેખક **અવિનાશ. એ. વ્યાસ.** )

---

## ( અવેજી કારભારી )

---

### દ્વીતીય દ્રશ્ય.

**સ્થળઃ**—કચેરીનો એક ભાગ.

ચીનૈયારાવ, તલકચંદ અને અવેજી કારભારીનું આવવું. ચીનૈયા રાવે, ગધેડાં વિષે માહિતી પુછવી; દરમ્યાન બહેચરની પોલીટીકલ એજન્ટ આવેલ છે; એમ આવી ખબર આપવી. અવેજી કારભારીનો ગભરાટ. યુક્તિ કરી પડતું મુકવું. બીજાઓએ તેને બાજૂના ખંડમાં લઇ જઇ ખાટલામાં સુવાડવો.

## તૃતીય પ્રયોગ.

## ‘ Portia in Court ’ from Merchant of Venice.

Portia......Mr. Kirpashanker.

Shylock......Mr. Chandrakant.

Antonio......Mr. Manilal.

Bassanio......Mr. Laxmishanker.

Gratiano......Mr. Natverlal.

---

## ગાયન.

ગાનાર. મી. લક્ષ્મણ

નવ કરશો કોઈ શોક—રસિકડાં.

યથાશક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી નવ કરશો કોઇ શોક—ટેક.

રસિકડાં

પ્રેમી અંશને રૂદન આવશે, શઠ હરખાશે મનથી—
મરણુ પ્રેમને ખચિત મોકુ છે, દુઃખ વધેજ રુદનથી—
જગતનીમ છે જનમ મરણુનો, દઢ રહેજો હિંમતથી—
મને વિસારી રામસરજો, સુખી થશો તે લતથી—

રસિકડાં.

( નર્મકવિતા )

---

 

# દારા અને સિપર.

---

## ચતુર્થ પ્રયોગ.

**પાત્રો:—**

**દારા**—મોગલ સલ્તનતનો પાટવી કુંવર......મી પ્રદ્યુમ્ન
**સિપર**—દારાનો પુત્ર......................મી અનુ
**દીલ્દાર**—દારાનો નિમક હલાલ સેવક........મી નવીન
**જીહુનખાંન**–ઔરંગઝેબનો વડો સરદાર......મી. ભાસ્કર
તદુપરાંત; જલ્લાદ, સિપાઇઓ. ઇત્યાદિ. ઇત્યાદિ.

**સ્થળ:**—એક કિલ્લાનું કેદખાનું.

દારા પોતાના કેદખનામાં દુનીયાના દોરંગીપણા ઉપર વિચાર કરતો આંટા મારતો દુ:ખના ઉભરા કાઢે છે. સારી આલમનું પ્રપંચીપણું ફેરબીપણું અને અસ્થિરતાના ખ્યાલ દોરાઇ જીંદગીથી કંટાળી જાય છે. પોતે જોકે આખા હિંદુસ્થાનનો ભવિષ્યનો રાજા હોવા છતાં આવી રીતે કંગાલ મ્હોતે મરશે; એ જાણી બહુજ દુ:ખી થાય છે. એટલામાં એક કવિનું વાકય તેને સાંભળી આવ્યું:–

"શુ લાવ્યો હતો સીકંદર, સાથે તે લઈ ગયો શું ?
તૈમુર હતો સિતમગર, દુનીયાથી લઇ ગયો શું ?

સીકંદર અને તૈમુર જેવા બહાદુર બાદશાહી પણ મ્હોટી જાહોજલાલી ભોગવતા હોવા છતાં પોતાના જ પરાક્રમથી મેળવેલી દોલતો રાજ્યો પણ મરતી વખતે સાથે ન લઈ જઈ શક્યા તો મ્હારી શી હસ્તી ! આવા ઉત્તમ વિચારોથી કંઈક શાંન્ત પડવું !

અચાનક દીલ્દારનું છુપા ને અભેદ માર્ગે કારાગૃહમાં આવવું. ઓળખ થતાં તેને ત્યાંથી નાસી જવા દારાનું કહેણ પણ દીલ્દારનું ના પાડવું ઉપરાંત પોતાનાં કપડાં પહેરી ત્યાંથી પલાયન કરી જવા દારાને વિનવવું. તેની વફાદારી માટે દારાનો તેને ધન્યવાદ આપવો; ને ત્યાંથી નાસી છૂટવા ફરીથી કહેવું. દીલ્દારનું ઔરંગઝેબના હુકમનું ભાન કરાવવું અને તે હુકમના આધારે જીહનખાંનનું થોડાજ વખતમાં દારાનો શીરચ્છેદ કરવા આવવાનો ભય દર્શાવવો પરન્તુ જીંદગીથી કંટાળેલો દારા નાસી છૂટવા સાફ ના પાડે છે. અંતે દીલ્દારનું દુઃખી દીલથી જવું. જીહનખાનનું જલ્લાદ સાથે આવી ચઢવું. ઔરંગઝેબનો હુકમ દારાને કહી સંભળાવવો. દારાનું મૃત્યુને આહ્‌વાહન છેવટે થોડે દૂર સુતેલા બચ્ચા સિપરને છેવટની મુલાકાત માટે બોલાવવો સિપરનો જલ્લાદ વિગેરેને જોઈ ગભરાટ. દારાનું સમજાવવું. ઘણી આનાકાની બાદ પિતાના છેલ્લા શબ્દોને માન આપી સિપરનું કેદખાના બહાર જવું. દારાની મરણ માટે ઉત્કંઠા!

આખરે દારાનો શિરચ્છેદ કરી, તેના મસ્તક સહ મોટા ઈનામની આશાએ જીહનખાન વિગેરેનું જવું. ભયભીત થયેલા સીપરનો આવી પિતાના શબ પર હૃદયદ્રાવક આક્રંદઃ—

" એ આંસુ પાડી તાત પાસે, બાળ ના રોઇ શકે ?
ન્યાયી ખુદા ! તુજ રાજ્યમાં, શું જુલ્મ આ હોઇ શકે ?
માદર ગઇ પ્યારા પિદર ! નોંધાર આજે થઈ જશું !
કત્લ થાતાં તાતને, કયમ આંખ આ જોઈ શકે ?
ના ! ના ! જવા દઉં ઓ પિતા ! મુજને નહિ તરછોડશો !
મહોબત તજી તમ બાળને, મરતાં લગી નવ છોડશો.

( લેખકઃ—રા. રા. ચંદુલાલ પુ. મહેતા )

ગાયન

ગાનાર મી. અવિનાશ.

દિલ લગા હમારે ફકીરીમે—
એક હાથમેં કુંડી, બગલમાં ડંડા, ચારોટી મુલક જાગીરીમેં.
યહ તન એક દીન માંદુ હોયગા, ક્યું ભૂલે મગરૂરીમેં,
જો સુખ પાવે રામ ભજનમેં, વો સુખ નાહીં અમીરીમેં,
કહત કબીરા સુનો ભાઈ સાધુ, રામ મીલેંગે સબૂરીમેં—દિલ

---

( અવેજી કારભારી. ) દ્વીતીય પ્રયોગ.

( તૃતીય દશ્ય. )

અવેજી કારભારીનું ખાટલા પર સુઇ જવું. ડૉક્ટરે આવી તપાસવું. ત્યાં પોલીટીકલ એજન્ટનું આવવું. તેને ઓળખવો. અવેજી કારભારી વેલશી નથી એવું સાબીત થયું. હજામની કોથળી પડી જવી. વેલશીને તેના હોદ્દા પરથી બરતર્ફ કરવાનો પોલીટીકલ એજન્ટે હુકમ કાઢવો બાદ જવું.

( પૂર્ણ. )

---

## રીપોર્ટ વાંચન.

---

## પ્રેસીડેન્ટનું ભાષણ.

---

# અંક ૨ જો.

## મંગળાચરણ.

ગાનાર મા. સુમતિ.

જો હરસોં પ્રિત લગાતા હય.
વો પરમાનંદ કો પાતા હય. ॥
યહ તેજ સ્વરૂપ દીખલાતા હય,
ચ્હેરા કી ચમક દીખલાતા હય.
દુનીયામેં સબકો પાતા હય.
વો મહા પુરૂષ કહલાતા હય ॥

ચતુર્થ પ્રયોગ

# "દગાબાજ દોસ્ત."

## દૃશ્ય પાંચમું.

—પાત્રો—

હરનાથ............ મી. જયસિંહલાલ.
અમરસિંહ........ મી. લક્ષ્મીશંકર.
ધીરસીંહ ... ...... મી. ચંદ્રકાન્ત ચોકશી.

## પ્રથમ દશ્ય.

સ્થળ— કારાગૃહ.

રાજાની ગેરહાજરીમાં અમરસીંહની ચઢવણીથી હરનામે પ્રજા પર કરેલા ગોળીબારની સજા તરીકે હરનામને કારાગૃહમાં રાખવામાં આવેલ છે. ત્યાં અમરસીંહનું આગમન અમસીંહનું પ્રજાપર ફરી ગોળીબાર કરવા પરવાનો માગવો, હરનામનું નકાર ભણવું. અમસીંહ અને હરનામ વચ્ચે શેતાન ભર્યો વાદવિવાદ છેવટે મારમારી પર આવતામાં ધીરસીંહનું આવો ચઢવું.

---

# કાળી કફની.

---

-પાત્રો-

**ચંદ્રસેન**:—ચંદ્રાવતીનો સ્વાર્થી, તરૂણ રાજા...મી. હરિ.

**ગોપાળદાસ**:—રાજ્યનો મંત્રી......મી. લક્ષ્મણ.

**વિજયકુમાર**—ચંદ્રસેનનો કુમાર મી. ભાસ્કર.

**વિશ્વસેન**—ચંદ્રસેનનો વડીલ મૃતબંધુ.

**વિરસિંહ**—વિશ્વસેનનો કુમાર. ખરો ગાદીવારસ મી. પ્રદ્યુમ્ન.

**કાળી કફની**—એક અદ્ભુત માયાવી પ્રતિકૃતી.

**ગવૈયો**—એક રાજપ્રિય ગાનાર મી. શાન્તિલાલ

**આલબુકીર્ક આલકુન્ઝી**—એક પોર્ટુગીઝ.

**જદુરામ કાકા**—એક લાડુનો લોભી જીવડો મી. "શરદ"

તદુપરાંત કાજીસાહેબ, સભાસદો. નગરવાસીઓ. પ્રતિહારો શેરીમાં રમતા છોકરાઓ ઇત્યાદિ. ઇત્યાદિ.

---

# પ્રવેશ ૧ લો

## ટુંકસાર.

( વસ્તુ સૂચન:—ચંદ્રાવતી નગરીનો રાજા વિશ્વસેન પરલોક પામતાં પોતાના લઘુબંધુ ચંદ્રસેનને જ્યાં સુધી પાટવીપુત્ર વિરાટસિંહ યોગ્ય વયનો ન થાય ત્યાં સુધી રાજ્ય રક્ષક તરીકે નીમે છે. તેના મૃત્યુબાદ વિરાટને મ્હોટો થતો જોઇ ચંદ્રસેન રાજ્ય લોભથી તણાઇ બુદ્ધિ ભ્રષ્ટ થાય છે ને ત્યાંથી પ્રયોગની શરૂઆત થાય છે )

સ્થળ:—ચંદ્રસેનનું ગુપ્ત ગૃહ.

રાજ્ય પ્રાપ્ત, કોઇ પણ પ્રકારે કરવાં, ચંદ્રસેનના સંકલ્પ વિકલ્પ, સલાહ માટે પ્રધાનને બોલાવવો. સચીવનું આગમન, અચાનક રાજાએ પોતાને બોલાવ્યો છે તે એવા કયા નિદાનને લઇને તેની જાણ માટે પ્રધાનની ઉત્કંઠા. રાજાનું ખમચાતાં ખમચાતાં પોતાની દુષ્ટ ઇચ્છા જાહેર કરવી. પ્રધાનનું વિરૂદ્ધ પડવું. કોઇ પણ પ્રકારે રાજાને સમજાવવાની પ્રધાનની તરકીબ—રાજ્યને વફાદાર રહેવા વિચાર ઉદ્દભવવો પરંતુ વાણીઆ બુદ્ધિના અભાવે રાજાના વિચારમાં મળી જવું. વિરાટસિંહને સદાને માટે દૂર કરવા રાજા પ્રધાનની યુક્તિ છેવટે જલ્લાદ સાથે વિરાટને નિબીડ અરણ્યમાં મોકલાવવો. ચંદ્રસેનનું રાક્ષસી કૃત્ય માટે ફુલાવું, ને પ્રધાનનું પ્રસ્થાન.

# પ્રવેશ ૨ જો.

**સ્થળઃ**—રાજ્યસભા;

રાજા પોતાના પ્રધાન મંડળ સાથે કાળી કફનીના સિતમથી કંટાળી; બચવાના ઉપાયો શોધતો બેઠો છે; દરમ્યાન અચાનક ભેદી માર્ગથી એક શરનું સુસવાટ કરતું રાજાના પગ પાસે આવી પડવું. સઘળી સભામાં ગભરાટનું ફેલાવું. તીરના છેડે બાંધેલી ચીઠ્ઠીનું પ્રધાનને વાંચવું.

“ચંદ્રસેન ! ચેતતો રહેજે ! આ કાળી કફની આજ રાત્રીનો બાર વાગે તારા મહેલની ત્રિજોરી તોડશે ! ત્હારાથી બને તો વાતાયનના સળીએ સળીએ સીપાઈઓ રાખજે પરન્તુ કાળી કફની ત્હેની યોજેલી યુક્તિ અમલમાં આણશે ! સાવધ રહેજે ! ”

લી. કાળી કફની.

ચીઠ્ઠી સુણતાં રાજાનો ગભરાટ, ને ના હિમ્મત દર્શાવવી. પરન્તુ વિજય કુમારનાં શૌર્ય ભર્યાં વચનોથી ચંદ્રસેનમાં હિમ્મતની પુરવણી ! તે દિવસનો દરબાર બરખાસ્ત કરી રાજા પ્રધાનની યોગ્ય તજવીજ માટે વાતચીત બાદ બંન્નેનું જુદું પડવું.

---

“ વાંસળીનું ગાયન. ”

ગાનાર મા. અવિનાશ.

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ:—શયનગૃહ.**

રાજા સિપાઈઓને ઘણી જ સાવચેતીથી પહેરો ભરવા સુચના આપી સુઇ જાય છે. થોડા સમય પછી કાળી કફનીનું આવવું. ચાલાકીથી ત્યાં ફરતા પહેરેગીરનું ખુન કરવું. બાદ ત્રિજોરી તોડી માલમિલકત લઇ ન્હાસી છુટવું. જતાં જતાં રાજાને ચેતાવવા પિસ્તોલના બ્હાર કરવાઃ રાજાનું પિસ્તોલના અવાજથી જાગૃત થવું. ભયથી વિજયને બોલાવવો. તુટેલી ત્રિજોરી જોઇ તેનું આશ્ચર્ય પામવું, ને પીતાની આજ્ઞા લઇ કાળી કફનીને પકડવા માટે જવું.

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળઃ**—સરીયામ રસ્તો.

ખભે ખેસ, બગલમાં સડી ગયેલું શણીયું, માથે ચકેડી પાઘડી, હાથમાં ઘડોને તે પર મુકેલો લાડુ લઇ ચાલ્યા જતા જદુરામ કાકાને પાછળથી, પાંચ છોકરાઓનું મોટી બુમ પાડી ઉભા રાખવું. જદુરામ કાકાનું કમન છતાં છોકરાઓનું તેમને સતાવી એક લાડુનું ગાયન ગવડાવવું દરમ્યાન છોકરાઓનું છાનામાના લાડવો ઉડાવી જઈ, ખુશ થઇ છ પાંચ અગીઆરા ગણી જવું.

---

## પ્રવેશ ૫ મો.

સ્થળઃ—વિકટ અટવી.

ભયંકર અરણ્યમાં કાળી કફનીનું, ગરીઓમાં, લૂંટેલા ધનને કેવી રીતે વહેંચવું તે ગૂઢ વિચાર વંમળમાં લપટાતાં પસાર થવું. તેની પાછળ એકાએક વિજયનું આવી ચઢવું. ચંદ્રસેનની ત્રિજોરી તોડનાર આજ કાળી કફની છે એવો દૃઢ સંકલ્પ થતાં વિજયનો તેના પર હુમલો. બંન્ને વચ્ચે શૌર્યતા ભર્યો વાદવિવાદ અંતે ઝપાઝપી; કાળી કફનીનું ઘાયલ થવું ને વિજયની વિજય પ્રાપ્તિ.

—ટેબ્લો—

---

## પ્રવેશ ૬ ઠો.

સ્થળઃ—ચંદ્રસેનનો દબદબા ભર્યો દરબાર.

વિજયને થયેલી વાર માટે રાજા તેમજ પ્રધાનના તરંગો; વિજયની હાર જીત જોવા આવી ચઢેલા ગવૈયા પાસે એક ગાયન ગવડાવવું. ગાયન પુરૂં થતામાં વિજયનું કાળી કફનીની માયાવી પ્રતિકૃતિ સાથે આવવું. રાજા અને કાળી કફની વચ્ચે શૂરતા ભર્યો સંવાદ.

ભેદી બુરખાનું "પોતાના કરતાં રાજા મહાન ઘાતકી લુંટારો છે" એવું સાબીત કરી બતલાવવું. રાજાનો વિસ્મય; શંકાનું ઉદ્દભવવું. નામ પુછતાં કાળી કફનીને કફની દૂર ફેંકતાં, ગાદીના સાચા વારસ વિરાટ તરીકે પ્રગટ થવું! સર્વ આશ્ચર્ય ચકિત, કરેલા કૃત્ય માટે ચંદ્રસેનનો પશ્ચાતાપ, વિરાટ પાસે ક્ષમા યાચના અંતે વિરાટ સિંહાસને—રાજ્ય રોહણ; ને સર્વનો આનંદ છેવટે સત્યનો જય—ને સર્વની શુભ આશીષ.

(લેખક. હરિવદન જયશંકર પંડ્યા)

આનંદ ! આનંદ ! આનંદ !

---

# કાળી કફની.



## ગાયનો.

### (૧)

**રાજા અને પ્રધાનઃ—**

રાજા—વાહ ! બુદ્ધિ તમારી
પ્રધાન—કેવી યુક્તિ બતાવી
રાજા—સૌથી શોધાય ન આવી ખરે શાબાશ ! શાબાશ !
પ્રધાન—એ શું બોલો મહારાજ વિરાટ સ્વર્ગ જાશે પછી
કોણુ સ્હામું થાશે,
રાજા—સુખે ગાદી ભોગવાશે ખરે શાબાશ ! શાબાશ !
પ્રધાન—એ શું બોલો મહારાજ !
હવે આવ્યો નીકાલ.
રાજા—ફરી મળીશું કાલ
પ્રધાન—જેવી મરજી મહારાજ
રાજા—ખરે શાબાશ ! શાબાશ !

### (૨)

**પ્રધાનઃ—**

પળની ખબર પડતી નથી, ત્યાં કાળનું કહેવાય શું ?
ત્યજી રામ ગૃહ વનમાં ગયા. વિધી લેખ મિથ્યા થાય શું ?

યુધિષ્ઠરે વન સેવીયુ, છે નળે દુર જવાય શું ?
તારા અને દમયંતી જેવાં આંસુથી ભીંજાય શું ?
અપરમાનું વચન સુણી ધ્રુવથી વન જવાય શું ?
ચોરી થશે કે ના થશે અત્યારથી કહેવાય શું ?

(૩)

જદુરામ કાકાઃ—

ગોળ મટોળજ લાડુ દેખી, લુલી લપલપ થાય,
અચ્છી રીતે આંખ મીંચીને, ખુબ ચડાવે જાય,
ગોળામાંથી પાણી છુટે ગલગલીઆં બહુ થાય,
ગટાક દેતાં ગોળવા તે પટાક પેટે જાય.
ફુંડ અમારી ફુલી ફાળકો. ઘડો ગોળનો થાય,
લાડુ ભટના દેવ જગતમાં ફુંડાળા કહેવાય;
અકળામણરે અંદર જાતાં, ગરબડ સરબડ થાય
પીડારે મોટી ફુંડની તે, ઘડી ઘડી પંપાળાય.

× × × ×

રબ્બરના બોલ જેવા ઢોલીઓના ઢોલ જેવા,
પૃથ્વીના ગોળા જેવા, ગળ્યા ગળ્યા લાડવા;
નારંગીને સંતરાની, લીંબુઓને સોપારીની
ઉપમા અપાય એવા ગળ્યા ગળ્યા લાડવા.
ગોળના ઘડાના જેવા ઘીના ઘાડવાના જેવા
કઠોદરના રોગ જેવા પેટને વધારવા
ગપ્પ દઈ ચપ્પ મોંમો ઝપ્પ દઇ મુકતાં
કે સફ્ફ સફા ચટ્ટ પટ્ટ પેટે વધારવા

વૈદરાજ ! લાડવાના નામથી જગાડવા
જાદુ ભર્યું લાડવામાં સ્નાન સંધ્યા ઉંચી મુકે
ભોગે જોગે ભુદેવોના પાકી જાય લાડવા.
બ્રાહ્મણીયું ભણતાંએ આંખ કને એના એજ
સ્વપ્નામાં ચમકીને લાડવા બરાડવા.
ખુબ ખાઓ જીવતાં ને સ્મશાનમાં સીધાવો ત્યારે
જીવ રહી જાય માટે, લાડવા ચોળાવવા;
કુતરાને નાંખવાને કહેવું નહિ પડે કદી
પણ કહી જજો ભાઈ ઠાઠડીએ બાંધવા.
લાડવાનું પુરાણ આ વાંચી પઢી શીખ લેજો.
નહિં તો ભૂદેવ ભાઇ ! સમ મારા ઘાલવા.
મારા સમ ખાજો ખુબ, કુંડ થાય રડા રૂંબ,
નહીં તો મ્હારી ભાભીઓના, સમ્મ રણા ઘાલવા.

( ૪ )

ગવૈયો:—

અમારી આ ભરત ભૂમી,
પ્રભુ રસમય બનાવી દે !
અને પ્રત્યેક હિંદિને,
પ્રતાપી વીર બનાવી દે !
સુતેલા આર્ય વીરોને, પ્રભુ સત્વર જગાવી દે !
ઉરેનીજ દેશ સેવાની,
લગન સૌને લગાવી દે !

એવા હતા હિંદના વીરો,
ગયું ક્યાં હિંદનું ગૌરવ;
હતી 'શક્તિ' હતું જેવું અમારું હિંદ બનાવી દે !

(૫)

સર્વે પાત્રો:—

સત્યે સદા સહાયથી ફીરસ્તાર છે રે, (૨)
સત્યે સદા જગમાં જયજયકાર છે રે (૨)
સત્યે સદા આનંદ આનંદ થાય છે રે (૨)
સત્યે સદા સ્નેહીથી એહ જોડાય છે રે (૨)

શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !

---